૭૮૬

શું

# સ્વરાજ્યને કુરબાની વગર ચાલશે ?




લેખક અને પ્રકાશક.

માંગરોલની ગાદીવાળા

**પીરજાદા મોટામીયાં કાયમુદ્દીનમીયાં.**

સજ્જાદાનશીન મુ૦ માંગરોલ.

( સુરત નજીક ).





પ્રત ૧૦૦૦,

ઈ. સન ૧૯૧૯     હી. સ. ૧૩૩૭





કીંમત ૦-૨-૦

# બે બોલ.

---

આ પુસ્તક કુરબાનીનો સવાલ સમજાવી હીંદુ મુસલમાનો વચ્ચે ઇખલાસ—મિત્રાચારીની લાગણી પેદા કરવાના હેતુથી લખવામાં આવ્યું છે કે જેથી આગળ ઉપર એ બન્ને કોમો વચ્ચે નકામા ઝઘડા જાગે નહીં. કુરબાનીનો પ્રસંગ બકરીઇદ ઉપર આવે છે. તે વખતે ઘણા હીંદુઓ મુસલમાનો સાથે કુરબાનીના સંબંધમાં બખેડા જગાડવા આગળથી તૈયારીઓ કરી મુકે છે પણ જો તેઓ વિચાર કરે તો જણાય કે કુરબાનીના રિવાજમાં કેવો ઉંડો અર્થ રહેલો છે. આપણો હેતુ કાંઇ હીંદુઓને જીવહીંસા તરફ દોરવાનો નથી પણ તેમને સમજાવવાનો છે કે તમે જ્યારે સ્વરાજ્ય માટે તૈયાર થયા છો તો સ્વરાજ્યમાં તો તેનું તત્વ અવસ્ય રહેલુંજ છે. જો હીંદુ ગૃહસ્થો સંસાર છોડી ત્યાગીનો માર્ગ અખત્યાર કરવા માગતા હોય તો તેમણે સંસારી થઇને ચાલવું પડશે, અને સંસારીને તો હંમેશાં જીવહીંસા કોઇને કોઇ રૂપમાં કરવીજ પડે છે. હીંદુ ગૃહસ્થો ત્યાગી થઇ જો તદ્દન જીવહીંસાથી હાથ ઉઠાવે તો આપણે એને ઘણુંજ પસંદ કરીશું. પણ તેઓ એ માર્ગ ઉપર ગમે તે પ્રકારે હંમેશને માટે કાયમ રહે ત્યારેજ તેમને માટે જીવદયાનો ધર્મ સારો કહેવાય. હવે તેમણે જીવદયા ધર્મ માટે તૈયાર થવું કે સંસારી સ્વરાજ્યની હકુમત માટે તૈયાર થવું એનો વિચાર કરવાનું કામ તેમનું પોતાનું છે, માટે આપણે એ કામ તેમનેજ સોંપીશું, અને આશા રાખીશું કે તેઓ એ બાબત ઉપર જરૂર પુખ્ત વિચાર કરશે.

આ પુસ્તકમાં જે દલીલો આપવામાં આવી છે તે વહેવારૂ અને અક્કલને અનુસરતી છે. તેને માટે શાસ્ત્રની દલીલો પણ આપવા બેશીએ તો કાંઇ ઓછી નથી. પણ આપણો હેતુ અહીં પરધર્મીઓને સમજાવવાનો હોવાથી શાસ્ત્રની દલીલનો ઉપયોગ નહીં કરતાં માત્ર અકલી દલીલોનોજ ઉપયોગ કરવામાં આવ્યો છે કે, તેમને તે ઉપર સંપૂર્ણ રીતે વિચાર કરવાનું બની આવે.

આ તકે મારા બીજા મુસલમાનભાઇઓ જે સારો ઇલ્મ પહેલા હોય તેમને એજ સલાહ છે કે તેમણે આ ઢબ ઉપર પોતાના સિદ્ધાંતો વિધર્મીઓને સમજાવવા કોશીશ કરવી કે ઇસ્લામના મહાન્ ફરમાનોમાં શું ખુબીઓ રહેલી છે તે તેમના જાણમાં આવે અને તેઓ તેને સારી રીતે સમજતા થાય. ખોટું કહેવાથી અથવા નકામા ઝઘડાથી કાંઇ કામ સરતું નથી, પણ ઉલટું વેર વધે છે માટે જેમ બને તેમ સારી અકલી દલીલોથી તેમને ઇસ્લામના સિદ્ધાંતો સમજાવવા કે તેઓ તેનું રહસ્ય સમજે અને નકામા ઝઘડાનો વખત આવે નહીં.

તા. ૨૫-૮-૧૯
મુ૦ માંગરોલ.

ખાકસાર,
**પી. મોટામીયાં.**
માંગરોલવાળા.



૭૮૬

# શું

# સ્વરાજ્યને કુરબાની વગર ચાલશે?



હીંદુસ્તાનમાં આજ કાલ સ્વરાજ્યની ચરચા ઘણા જોરથી ચાલી રહી છે અને તેની કોશિશ માટે સંસ્થાઓ નીમાઇ રાત દિવસ મહેનત જારી છે. મી. તીલક, મી. ગાંધી, મી. મદનમોહન માલવીયા, મી. સુરેંદ્રનાથ બેનરજી, મી. લાલા લજપતરાય વિગેરે હીંદુ ગ્રહસ્થો સ્વરાજ્ય માટે રાત દિવસ ભાષણો કરી તથા જાહેર પેપરોમાં ચરચા ચલાવી લોકોમાં તેનો પવન—આત્મા ફુંકવા બનતી મહેનત હમેશા કરે છે સ્વરાજ્યના વિષય ઉપર વિવેચન કરવાનું આ સ્થાન નથી પણ અહીં એક સવાલ જે જીવ દયાને લગતો છે તે ઉપર આપણે નજર કરીશું તો તે અસ્થાને ગણાશે નહીં. એ તો સૌ કોઇ જાણે છે કે સ્વરાજ મેળવવા માટે બ્રાહ્મણો, વાણીઆ, લવાણા, પાટીદાર, જૈન અને એવા વેજીટેરીઅન—જીવ હીંસાને ધિક્કારનારા છે. અને જે રાત દિવસ

જીવ દયાની હિમાયતમાં પોતાની તમામ મિલકત ખરચી નાખવા સુધીની હિમત બતાવે છે. તેવા લોકો પણ સ્વરાજ મેળવવા અને હથીયારનો કાયદો રદ કરાવી આ દેશના લોકોને પોતાના, પોતાના ધર્મના અને પોતાના દેશનાં રક્ષણ માટે હથીયાર વાપરવાની છુટ અપાવવા આગ્રહપૂર્વક જોરથી માગણીઓ કરી રહ્યા છે, તેમની આ બાબત માટે ઘણી મહેનત છે. એટલે ભવિષ્યમાં તેમને સરકાર એ છુટ આપે અને તેઓ તેની રૂએ હથીયાર મેળવી તેનો ઉપયોગ કરવા શક્તિમાન થાય એ બેશક બનવાજોગ છે. જ્યાં સુધી લોકો હથીયાર વાપરવામાં કુશળ થશે નહી ત્યાં સુધી સ્વરાજ્ય ચલાવવા તેઓ શક્તિમાન થશે નહી એ વાતતો ઉઘાડી છે. હથીયાર વાપરવાની છુટ આપવી એનો અર્થ એજ થાય છે કે માણસો તથા પ્રાણીઓના જીવ લેવા એટલે જીવ હીંસા કરવા માટે સાધનો પુરાં પાડવાં. સ્વરાજ્ય મળ્યા પછી કોઇને કોઈ દીવસે કોઇ દુશ્મન હુમલો કરે તો તે વખતે પોતાનું, પોતાના ધર્મનું અને પોતાના દેશનું રક્ષણ કરવાની અહીંના લોકોને જરૂર પડવાનીજ કારણકે રાજ્ય લોભને લીધે કોઇપણ શત્રુ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા ઇચ્છા રાખે એ કુદરતી છે. આથી જ્યારે કોઇ દુશમન ચડી આવે તો તેની સાથે હથીયારથી મુકાબલો કરવો પડે અને તેના માણસોના જીવ લઇ તેનું બળ તોડવું પડે. આમ કરવામાં જો કે દુશમનોના માણસોનાં જીવ જશે તો પણ જે જીવ જશે તેતો માણસોનાજ જશે, પછી તે મિત્રોના હોય કે દુશમનના હોય. જો કદાચ એમ દલીલ કરવામાં આવે કે પોતાનું, પોતાના ધર્મનું. અને પોતાના દેશનું રક્ષણ કરવા જીવ લેવામાં આવે તો કાંઈ વાંધો નથી તો પછી આપણે કહીશું કે ત્યારે એ વખતે જીવ દયાનો નિયમ કેવી રીતે સાચવી શકાશે ?

સ્વરાજ્ય મળ્યા પછી હથીયારનો કાયદો રદ કરાવી માણસનાં હાથમાં હથીયાર આપવાંજ પડશે. એટલે એવાં હથીયાર આપવાં એ એજ હેતુથી આપવાનાં છે કે તે બીજાઓનાં ખુન કરે અને પોતાનો બચાવ કરે.

હાલ દરેક હીંદુ ગૃહસ્થની એવી લાગણી થએલી જોવામાં આવે છે કે પોતાનું, પોતાના ધર્મનું અને પોતાના દેશનું રક્ષણ કરવામાં પોતાનો જીવ આપવામાં આવે અથવા બીજાનો જીવ લેવામાં આવે તો ધર્મ અને નીતિ એ બંનેની રૂએ કાંઇ ગુન્હો થતો નથી. કારણ કે એવું કૃત્ય કરનારનો હેતુ ઘણા ઉંચા પ્રકારનો અને પવિત્ર હોય છે, એવી તેમની માન્યતા છે. જ્યારે એમને એમ કોઈ માણસ પોતાનો જીવ કહાડવા તૈયાર થાય તો તે આપઘાતની કોશિશ ગણાય. અથવા એમને એમ કોઇ માણસનો જીવ લેવામાં આવે તો તે ખુન કરેલું ગણાય. આ બંને પ્રકારનું કામ એટલે પોતાનો આવી રીતે જીવ આપવો અથવા કોઇનો જીવ આવી રીતે લેવો એ ધર્મની રૂએ અને કાયદાની રૂએ ભારે ગુન્હાનું કામ ગણાય. તોપણ ધર્મ અને દેશની સેવા અને રક્ષણ માટે જ્યારે કોઇ માણસ પોતાનો જીવ આપે છે અથવા બીજાનો જીવ લે છે તો તેના તેવા કામને હીંદુ સમાજ એક ઉત્તમ પ્રકારનું ઉંચું કાર્ય ગણે છે જીવ આપવો અને જીવ લેવો એ બંને કામ જો કે સાધારણ રીતે ગુન્હાવાળાં ગણાય છે. તો પણ હીંદુ સમાજ પોતાના ધર્મના અને પોતાના દેશના રક્ષણ માટે આવાં કૃત્યોને પણ સારા નિતીવાળાં અને પુણ્યશાળી ગણે છે. એટલુંજ નહી પણ દેશ અને ધર્મને માટે તેવા વધુ જીવ આપનારા અને વધુ જીવ લેનારા નીકળે એવી ખરા જીગરથી આશા રાખે છે, કારણકે તેઓ એમ સમજે છે કે ધર્મ અને દેશને માટે એવાં કૃત્યો ધર્મ અગર

નીતિ વિરૂદ્ધ હોતાં નથી પણ ખાસ પરોપકારી તથા કલ્યાણકારી હોય છે અને તેથીજ હથીયાર જે એક જીવ લેવાનું સાધન છે તે પોતાના લોકોને અપાવવાની એકે અવાજે હિમાયત થાય છે.

ઉપલી હકીકત ઉપરથી એટલું સાફ જણાઇ આવે છે કે હીંદુ સમાજમાં ધર્મ અને દેશનાં કામ માટે માણસ સુદ્ધાંતનો જીવ લેવામાં કાંઇ હરકત જેવું મનાતું નથી. કારણકે જો તે હરકત જેવું ગણતા હોય તો ઉપલી બાબતોની તેઓ હિમાયત કરે નહી. તેઓ તો ચોખ્ખા રીતે ખરા જીગરથી એમ માને છે અને તેજ પ્રમાણે કહેછે કે પોતાના, પોતાના ધર્મના અને સમાજના રક્ષણ માટે જીવ આપવા લેવા એ ગુન્હાનું કામ નથી પણ પુણ્ય–સવાબનું કામ છે. ઇંડીયન પીનલકોડનો આ દેશનો ફોજદારી.કાયદો જે જીવ આપવાની અને જીવ લેવાની બાબતને ગુન્હા તરીકે માને છે અને તેવાં કૃત્ય કરનારને સજા સુદ્ધાં કરે છે, તે પણ લોકોના જાન અને મિલકતના રક્ષણ માટે ખાનગી બચાવના હક કબુલ કરી સામાવાળાને જીવ લેવા સુધીની પરવાનગી આપે છે, એ હીંદુ ગૃહસ્થો કાયદાના અભ્યાસી હોવાથી ઘણી સારી રીતે જાણે છે અને આવી રીતે બચાવ કરવા માટે કોઇનો જીવ લેવાના કામને તેઓ કાયદેસર અને વ્યાજબી ગણે છે અને તેથીજ તેઓ ખુનીઓનો બચાવ કરવા ઉભા થાય છે. છેલ્લા આરાહ–શાહબાદના હુલ્લડ વખતે જીવ મારનાર અને ગોસ્ત ખાનાર કેટલાક હીંદુઓએ જાનવરોની ખાતર હજારો મુસલમાનોના જીવ લીધાના ગુન્હા કર્યા હતા. આ વખતે મનુષ્યોનાં ખુન કરી તેમણે જોઇએ તેવી જીવ હીંસા કરી હતી તો પણ તે કામને વખોડી કહાડવાને બદલે તેનાં ગુણો ગવાયા હતા અને આવી જીવ હીંસા કરનારાઓ માટે લાખો રૂપીઆનું ફંડ ભેગું કરી હીંદુ સમાજ તરફથી તેમનો સારી રીતે બચાવ કરવામાં

આવ્યો હતો. આથી આપણે જોઇ શકીશું કે જે હીંસા હીંદુઓ પોતાના, પોતાના ધર્મના અને પોતાની સમાજના હિત માટે કરે છે તેને તેઓ ખોટી ગણતા નથી પણ ઉલટી સારી ગણે છે અને તેથી જ તેઓમાંના ઘણા ગોસ્ત-માંસ ખાવાનું પસંદ કરે છે. આવી જીવ હીંસા કરવામાં માણસના જીવની પણ દરકાર કરવામાં આવતી નથી તો પછી બીજા પ્રાણીનું શું ગજું ? જ્યારે એમજ કોઇનો જીવ લેવામાં આવે તો તે ગુન્હો ગણાય છે, અને જ્યારે ધર્મ અને દેશને માટે કોઈનું ખુન કરવામાં આવે છે ત્યારે હીંદુ સમાજ તેને સારૂં ગણે છે. જો કે પરિણામ તો બન્નેમાં એક સરખું એટલે જીવ લેવાનુંજ આવે છે. ધર્મ અને દેશ માટે જે જીવ લેવામાં આવે છે તેને સારૂં ગણવામાં આવે છે તેથીજ સ્વરાજ મેળવી હથીયારનો કાયદો રદ કરી હથીયાર વાપરવાની સૌને પરવાનગી આપવાની હીંદુ સમાજ તરફથી જોરથી હિમાયત થાય છે. હથીયાર માણસોના હાથમાં આપવાં એ તેમને બીજાઓના ખુન કરવાનાં અને તેમનાં જીવ લેવાનાં સાધન કરી આપવા જેવું છે કારણકે વખત આવે તેઓ તેનો ઉપયોગ કરવાનાજ છે. જ્યારે આવું છે તો પછી તે વખતે સમાજ જીવ દયા કેવી રીતે જાળવી શકશે ?

હાલ સ્વરાજ માટે ઘણી કોશિશ થાય છે અને તે એવા ખ્યાલથી થાય છે કે પોતાનું, પોતાના ધર્મનું અને પોતાના દેશનું કામ પોતાની સ્વતંત્ર ઇચ્છાથી ચાલે એટલે પોતાના કારભારમાં બીજા લોકો કોઇ પણ રીતે દખલ કરી હેરાન કરી શકે નહી. માણસ હમેશાં પોતાના, પોતાના ધર્મના, અને પોતાની સમાજના કામોમાં સ્વતંત્રતા ઇચ્છે છે અને તેથીજ એ કામોમાં પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા જળવાય એવી ઇચ્છા રાખે છે અને તે માટે પોતાનું તમામ જોર

અજમાવે છે. ઉપલી બાબતોમાં તે પોતાની સ્વતંત્ર ઇચ્છા જાળવવા બીજાઓના જીવ લેવામાં પણ પાછો પડતો નથી. આ બાબતમાં તે જે જીવ હીંસા કરે છે તેમાં પોતે મગરૂબી માને છે અને તેને એક મોટા પુણ્યના કામ તરીકે બતાવવા આગળ પડે છે. વળી તેનું આ કામ જોકે જીવ હીંસાનું હોય છે તોપણ તેને બીજાઓ વધાવી લઇ ધન્યવાદ;આપે છે અને તેની બહાદુરીના વખાણ કરે છે. બહાદુરી એ એક સારો ગુણ ગણાય છે અને તે ત્યારેજ માણસમાં ખીલેલો મનાય કે જ્યારે તે બીજાઓને કચડી નાખે. આથી જોઇ શકાશે કે બહાદુરીના કાર્યોમાં પણ જીવ હીંસા તો રહેલીજ છે. આ સૌ બાબતો-નો ખ્યાલ કરતાં એવું સાફ જણાય છે કે હીંદુ લોકો આવી જીવ હીંસાને ધર્મને અનુસરતી અને કાયદેસર ગણતા હોય એમ બતાવી આપે છે. કારણ કે તેઓ એમ માને છે કે એવી જીવ હીંસા કરવાનો તેમને હક છે. જ્યારે આવી જીવ હીંસાનો તેમને હકજ છે તો પછી તે હકનો ભોગવટો અને ઉપયોગ પણ થવાનોજ છે અને જ્યારે જીવ હીંસાના હકનો ઉપયોગ થવાનોજ છે તો પછી જીવ દયાનો સિદ્ધાંત કેવી રીતે સાચવી શકાશે? આથી જણાય છે કે જીવ હીંસાની સમા-જને જરૂર પડે છે.

સ્વરાજ્ય મળ્યા પછી હીંદુ ગૃહસ્થોને પોતાના, ધર્મના અને પોતાના દેશના રક્ષણ માટે આગળ ઉપર હથીયાર વાપરવાનો વખત આવશે અને તે વખતે તેમને પોતાના બચાવ માટે બીજાઓનાં જીવ લેવા પડશે, એમ સ્વરાજ્ય વિશે વિચાર કરતાં આપણને જણાઇ આવે છે. સામાવાળા માણસને તલવાર અગર બંદુક મારવી અને તેથી તેના શરીરને લોહી લોહાણુ કરી પોતાના લાભ માટે તેનાં જીવ લેવાનું અને તેજ પ્રમાણે તેની સાથેના

ઘણા માણુસોનો નાશ કરવાનું કામ તેને પોતાના ફાયદા માટે સ્વરાજ્યના ધોરણ અંગે કરવું પડશે કારણ કે સ્વરાજ્ય મળવાથી હુકમત મળશે અને હુકમતને ટકાવી રાખવા લશકરી તાલીમ લઇ હથીયારથી બીજાઓને ટક્કર મારવી પડશે અને ઘા કરવા પડશે. પોતાની હુકમત ટકાવી રાખવા દુશમનોના શરીરને બંદુક અગર તલવારનો ઘા કરી, ભાલા ભોકી કે શુળીએ ચડાવી કઠણ છાતીથી રાક્ષસની પેઠે તેમના જીવ લેવા પડશે. જો તેઓ તેમને રેંસવામાં અને બરબાદ કરવામાં પોચા પડશે તો તેઓ કદી પણ પોતાના સ્વરાજ્યની હુકમત જાળવી શકશે નહીં. માણુસ જેવા માણસને પોતાના સ્વાર્થ માટે ભાલા, બંદુક અગર તલવારના ઘાથી કતલ કરવાના અને તેનાં ઘરબાર ઉપર તોપ ચલાવી તેને સૌ વાતે તારાજ કરવાનાં અને તેને ફાંસી અગર શુળીને લાકડે લટકાવી તેનો જીવ લેવાના ઘાતકી કામો સ્વરાજ્ય મળ્યા પછી હીંદુ ગૃહસ્થોને આગળ ઉપર વખત આવે કરવાં પડશે, એ તેમણે યાદ રાખીને ચાલવું જોઇએ. તે વખતે લશકરનાં માણુસોને જીવ હીંસા ફરજીયાત કરવી પડશે. અને જે લોકો સ્વરાજ્યનાં આગેવાન થવા માગતા હોય તેમણે તો જીવ હીંસાની બાબતમાં તેથી પણ વધારે પ્રવિણુતા મેળવવી પડશે. આ ખુનામરકીના અને બીજાઓનાં લોહી રેડવાના કામ કરવા હીંદુ ગ્રહસ્થો તૈયાર છે કે નહીં તેનો તેમણે વિચાર કરવો જોઇએ.

ગુજરાતના તમામ હીંદુઓ અને બીજા ઠેકાણુાના પણ ઘણા હિંદુઓ એવા તો કાચા હૈયાના છે કે તેઓ તલવાર ભાલો તો શું પણ એક સોય કે ટાંકણી સુદ્ધાં કોઇને ભોંકી શકે નહી. આ બાબત સૌ કોઈ સારી રીતે જાણે છે. આખા મહોલ્લાની હીંદુ વસ્તીને જો નસાડવી હોય તો કદાચ કોઇ માણુસ તે મહોલ્લામાં જઇ રસ્તા ઉપર

એક બકરો કાપે તો તેજ વખત બધા હીંદુઓ જીવ લઇને નાશી જાય. કારણકે લોહી, માંસ તથા હથીઆરના ઘા વાળું લોહી લોહાણુ બકરાનું શરીર તેમનાથી જોઇ શકાયજ નહી કેમકે તેવા દેખાવ તેમણે કદી જોયાજ નથી. આથી જણાય છે કે તેમને એકદમ નસાડી મૂકી તેમનાં ઘરબાર લૂટી જવા માટે માત્ર એક બકરાનું ખુન બસ છે. જ્યાં આવી નબળી અને પોચા મનની પ્રજા હોય ત્યાં સ્વરાજ્ય કેમ થઇ શકે તેનો વિચાર કરવાનો છે! પ્રથમ તો હિંદુઓએ આવા દેખાવથી પોતાને ટેવાએલા કરવા જોઇએ અને જીવદયાની વાત સ્વરાજ્યની બાબતમાં મજબૂત થવું હોય તો પડતી મુકવી જોઇએ. આપણે જોઇએ છીએ કે કદાચ એક બિલાડી કોઇ ચકલી કે ખીસકોલીને પકડવા ઝડપ મારે તો તેનો નજરો નજર દેખાવ તેઓ છાતી કહાડી જોઇ શકે નહી એટલુંજ નહી પણ તેનો ખ્યાલ આવવાથી પણ તેમને કંપારી છુટે છે અને "રામ" "રામ" કહી ધ્રુજી ઉઠે છે. જ્યારે માત્ર આવા ખ્યાલથીજ તેમનો જીવ ઉડી જાય છે તો પછી પોતાના મહોલ્લામાં પોતાની આંખ આગળ એક બકરાનું ગળું કપાતું હોય તો તેઓ જોઇજ કેવી રીતે શકે? તેમના માં જ્યારે આટલું પણ જોઇ શકવાની હામ નથી તો પછી સ્વરાજ્ય મળયા પછી પોતાની હુકમત ટકાવી રાખવા જે ખુનામરકીના કામો જરૂરના છે તે કરવા તેઓ કેવી રીતે તૈયાર થઇ શકશે. એનો હમણાથી વિચાર કરવો જોઇએ. કદાચ એમ દલીલ કરવામાં આવે કે સ્વરાજ્ય મળ્યા પછી લોકોને ખુનામરકીના કામો પોતાના હાથે કરવાની ટેવ પાડવામાં આવશે તો તેનો અર્થ એજ થયો કે સ્વરાજ્ય મળ્યા પછી હીંદુ ગૃહસ્થો જીવ મારવા તૈયાર થશે. જો આવુંજ છે તો પછી તેઓ ઘણા અસુરેથી સમજતા થશે કે દુનિયામાં ટકવા

માટે ખુનામરકીની માણસને જરૂર પડે છે. આગ લાગ્યા પછી કુવો ખોદવા જવું એ કાંઈ નહી પણ પાછળ બુધ્ધીનું પરિણામ ગણાય. હુકુમત તેજ લોકો જાળવી શકે છે અને પોતાના ધર્મ અને દેશનો તેજ લોકો બચાવ કરી શકે છે કે જે બીજાઓનાં જીવ લેવાને અને ખુનામરકીના કામો કરવાને ટેવાએલા છે. જે માણસો લોહીનો રેલો જોતાં થથરી ઉઠે તેમનાથી દેશના બચાવની આશા શી રીતે રાખી શકાય? ભલે સ્વરાજ્ય મેળવો પણ તે ટકાવી રાખવા તમારે અત્યારથી જીવદયાના સિદ્ધાંતને પડતો મૂકી જીવ લેણુ હથીયારોનો ઉપયોગ કરવા તૈયાર થવું પડશે. ત્યાં જીવદયા કામ આવવાની નથી ત્યાં તો દુશમન સાથે મુકાબલો કરવાનો વખત આવતાંજ તેના લશકરમાનાં ખચ્ચર ઘોડા, બળદ, ઉંટ, હાથી વિગેરે અબોલ પ્રાણીઓને ભાલા ભોંકીને તથા બંદુક મારીને પાડવાં પડશે અને તેનાં લશકરનાં માણસોને તલવાર તથા ખંજરથી રેંસવા પડશે. હુકમત મળયા પછી કયારે મુકાબલાનો વખત આવે એ કહી શકાય નહી. હુકમત હાથ કરવાની ઘણા લોકોને ખુશી હોય છે અને તે ખોવાનું ઘણુંજ કડણુ લાગે છે. જયાં હુકમત માટે ચારે તરફ આવી ખાહિશ મોજુદ છે તો પછી ગમે તેને તે મેળવવા માટે જોશ ચડી આવે એટલે તમારે તો હમેશાં મુકાબલા માટે તૈયારજ રહેવું પડશે. તો શું હીંદુ ગૃહસ્થો સ્વરાજ્યના રક્ષણાર્થે આવા મુકાબલા માટે તૈયાર છે? તેઓ આવા મુકાબલામાં પડતી આફતો જેવી કે ભુખ, તરસ, ઉજાગરો, સખત મહેનત, ખુનામરકી, ધર્મ માટે જીવ અર્પણ વિગેરે સહન કરવા તૈયાર થયા છે? શું તેઓ મુસલમાનોની પેઠે રોઝા અને તેની સાથે નમાઝનાં ધોરણ ઉપર કાયમ થઈ સખત ભુખ, તરસ, ઉજાગરો, અને

સખત મહેનત વેઠવા તથા કુરબાની આકીકા કે હમેશના ખોરાક માટે જાનવરો કાપી ખુનામરકીનાં કામો કરવા તથા ફરજીયાત જીહાદ લડાઇનો પ્રસંગ આવે તો પોતાના ધર્મના ધોરણથી પોતાનો, પોતાનાં ધર્મનો અને પોતાનાં દેશનો બચાવ કરવા, પોતાના જીવ આપવા અને બીજાના જીવ લેવા ટેવાએલા છે? જો તેઓ આવા ખુના મરકીનાં અને લોહી રેડવાનાં કામો માટે ટેવાએલા હોય તો વાંધો નથી પણ ટેવાએલા ન હોય તો સ્વરાજ્યની હુકમત સાચવી રાખવાની સ્વાભાવિક રીતે તેમનાથી આશા રાખી શકાય નહીં. જીવ દયાના હિમાયતીઓ પોતાનો સિદ્ધાંત હમણાથી જતો કરી સ્વરાજ્યની હુકમત જાળવી રાખવાનાં સાધન માટે પોતાના માણસોને હમણાથી ખુનામરકીના અને લોહી રેડવાનાં કામોમાં આગળ વધી લડાઇમાં કુશળ થવા લશકરી તાલીમ આપે તો તેઓ સ્વરાજ્યની હુકમતનો બચાવ કરી શકવા કદાચ હિમતવાન બને. જે આગેવાનો પ્રસંગ આવે પોતાનાં માણસોને મુકાબલો કરવા હુકમ આપશે તેમના નામ જીવ હિંસા કરનાર તરીકે લેખાશે. કારણ કે મુકાબલામાં ખુના મરકીનાં કામો કરવાં પડશે. અને જેની સહીથી મુકાબલો કરનાર માણસો લોકોના જીવ લેશે તે સહી કરનારજ આવા જીવ લેવડાવે છે એવું સ્વભાવિક રીતે મનાશે એટલે એવા વખતે મુકાબલો કરનાર તથા મુકાબલો કરવા પરવાનગી આપનાર એ બંને જીવ હિંસા કરવા તૈયાર થએલા ગણાય. જ્યારે આવુંજ છે તો પછી જીવ હિંસાનો સિદ્ધાંત શું કામ આવશે ?

પોતાના, પોતાના ધર્મનાં અને પોતાના દેશના બચાવ માટે બળ હુકમતની જરૂર પડે છે અને તેને ટકાવી રાખવા ખુનામરકીના

કામોમાં પ્રવીણતા મેળવવી પડે છે. ખુનામરકીનાં કામો એવાં નથી કે માણસ એક દિવસમાં શીખી જાય! કોઇ બ્રાહ્મણ અગર વણિક ગૃહસ્થ બીજી બાબતોમાં ગમે તેટલો હુશીઆર હોય, મગજ રાખતો હોય અથવા બોલવાની ચતુરાઇ ધરાવતો હોય પણ તેનામાં ખરૂં પુછો તો એક ચકલી મારવાની પણ હિમત હોતી નથી તો પછી બીજા પ્રાણીની શું વાત! હીંદુઓમાં જે લોકો ખુનામરકીનાં કામો કરે છે તે ઘણે ભાગે માંસ ખાનારા અગર વખતો વખત જીવ મારી હીંસા કરનારા હોય છે, અને તેજ લોકો સામાવાળા સાથે મુકાબલામાં ઉતરી શકે છે. બીજાઓની હિમત ચાલી શકતી નથી લોહીથી ડરે તે મુકાબલો કરી શકે નહિં પણ માત્ર બૂમો પાડી શોર મચાવી શકે અને તે પણ જ્યારે સામો કોઇ ન હોય ત્યારે આવા માણસો જે ગોસ્ત ખાતા ન હોય અગર જીવ મારતા ન હોય તે કોઇ પ્રાણીનો સ્વતંત્ર રીતે પોતે જીવ લઈ શકે નહી. પ્રાણી મારવાની હિમત માટે તો માણસે ન્હાનપણથી ટેવ પાડવી પડે છે. મોટા થયા પછી અગર વિદ્યાની કેળવણીમાં દિવસો ગાળયા પછી મોટી ઉમરે જીવહિંસાના કામોની ટેવ પાડવા તે ગમે તેટલી મહેનત કરે પણ તેમાં કાંઇ વળતું નથી. તે કદાચ માંસ–ગોસ્ત ખાતાં શીખે કારણ કે તેતો રંધાયા પછી સારા સ્વરૂપમાં તેની આગળ આવે છે. તે વખતે કાંઈ પણ જાતના ત્રાસ ઉપજે એવી તેની હાલત હોતીજ નથી. આવા માણસો કદાચ કોઇની સોબતથી ગોશ્ત ખાવા લાગી જાય પણ મોટા થયા પછી તે કોઇ મરઘી કે બકરૂં પોતાના હાથે કાપી શકવાની હિમત બતાવી શકે નહીં. તેમનાથી મરઘી પણ ન મરાય તો પછી દુશમનોના માણસો અને જનાવરો તો મરાયજ શી રીતે? ત્યારે સ્વરાજ્યની હુકમત માટે જીવ હિંસાની જરૂર પડે છે એમ વિચાર

કરતા જણાય છે. જે લોકો પોતાના દેશને નબળો પાડવાનું કામ કરે છે. એમ જે કેટલાક કહે છે તે ઉપર વિચાર કરવાનો હવે વખત આવી ગયો છે.

મુસલમાનોમાં એવો રિવાજ છે કે બાર મહીને જ્યારે મક્કે હજ પઢવા જવાનો વખત આવે છે ત્યારે લાખો માણસો દુનિયાના તમામ ભાગમાંથી મક્કે જાય છે અને હજ પ્રસંગે ઇસ્લામના ફરમાન પ્રમાણે લાખો દુમ્બા, મેંઢાં, ઘેટાની કુરબાની કરે છે. આ વખતે દરેક જણને કુરબાની ફરજીયાત કરવી પડે છે એટલે લાખો માણસો ત્યાં ભેગા થએલા હોવાથી લાખો ઘેટાં દર વરસે ત્યાં કપાય છે દરેક જણને આવી કુરબાની આપવી પડતી હોવાથી એટલાં બધાં ઘેટા કપાય છે કે તમામ વસ્તી ખાવા જાય તોપણ ખુટતાં નથી. આથી તમામ કાપેલાં ઘેટાનું વધારે પડતું માંસ એક મોટો ખાડો ખોદેલો હોય છે તેમાં નાખી દઈ તે પુરી નાખવામાં આવે છે. આવી રીતે લાખો ઘેટાનું માંસ નકામું જતું હોવાથી કેટલાક લોકોએ સવાલ ઉભો કર્યો કે લાખો ઘેટાં હજ પ્રસંગે કપાય છે તે ઘણીજ મોટી સંખ્યામાં કપાતાં હોવાથી ત્યાં ભેગા થએલા હજારો માણસોના ખોરાક કરતાં પણ વધુ હોય છે અને તેમનું ગોશ્ત માંસ નકામું જાય છે તેટલા માટે એ ઘેટાં નહી કાપતાં હાજી લોકો પાસેથી ઘેટાંની કીમત વસુલ લઈ એક મોટું ફંડ ભેગું કરવું અને તેનાથી કોમને ફાયદા થાય તેવાં સાધનો પુરાં પાડવાં પણ કેટલાક સમજદાર દીનના આગેવાનો સામા થયા અને કહેવા લાગ્યા કે જે કાંઈ થાય છે તે બરાબર છે. કુરબાની રોકવાની અને તેના પૈસા બીજી બાબતમાં ખરચવાની બાબતમાં આપણે કદાપણ ચલાવી શકીએ નહી. ઇસ્લામે કુરબાનીનું

જે ધોરણ બાંધ્યું છે તે બેશક બરાબર છે કુરબાનીમાં બાર મહીને જે લાખો રૂપીઆ ખરચાય છે તે નકામાં જતા નથી પણ તેનાથી ફાયદોજ થાયછે. જો પૈસાની લાલચથી કુરબાની બંધ કરવામાં આવશે તો મુસલમાનો જે હાલ થોડા ઘણા પણ કઠણ છે તે પણ મટી જશે. અને જો એવું થોડા વખત જારી રહ્યું તો કોમ તદન નાહીમતવાન થઈ નિર્માલ્ય થઈ જશે. હાલ બાર મહીને કુરબાની પાછળ જે લાખો રૂપીઆનો ખરચ થાય છે તે કોમને હીમતવાન, બહાદુર અને સખત બનાવવાની ખાતરજ થાય છે એટલે એ રૂપીઆ નકામા જતા નથી પણ તેનાથી હાલનાં ધોરણે કોમને ઘણોજ ફાયદો પહોંચે છે. એ આગેવાનોની આવી દલીલોથી કેટલાક લોકોએ કુરબાની રોકવાનો જે સવાલ ઉપાડયો હતો તે સમજી ગયા અને તેમણે છેવટ ત્યાં કબુલ કર્યું કે ઇસ્લામે કુરબાનીનું જે ધોરણ નક્કી કર્યું છે તે બેશક ઉમદા છે અને કોમને જાગતી જીવતિ રાખવાને ઘણું દરજે ઉપયોગી છે.

આ બધી બાબતનો વિચાર કરીનેજ ઇસ્લામે પોતાના બંદા (મુસલમાનો) માટે પોતાનો, પોતાના ધર્મનો અને પોતાના દેશના બચાવ કરી પોતાની હુકમત ટકાવી રાખવા માટે મુકાબલો કરવા હમેશાં ટેવાએલા રહેવાનું ધોરણ સ્થાપ્યું હોય એમ ઉંડો વિચાર કરીએ છીએ તો જણાઇ આવે છે. રોઝા નમાઝના નિયમિત ધોરણથી તેમને હમેશાં ભુખ, તરસ, ઉજાગરો, ભારે મહેનત, વિગેરેનાં જે નિયમો સાચવવા પડે છે તેથી તેઓ તે કામ માટે ટેવાઇ જાય છે. વળી ધર્મનાં અંગે તેમને દર વરસ બકરા ઇદના ત્રણ દિવસોમાં બકરાં, ઘેટાં, ગાય કે ઉંટની કુરબાની આપવી પડે છે અને તે જનાવરને ઘણું

ભાગે પોતાના હાથથી કાપવું પડે છે એટલે ખુનામરકીના કામોમાં તેમને ધર્મના ફરમાનથી ફરજીઆત તૈયાર થવું પડે છે અને આ બાર મહીનાની પ્રેકટીસથી તેમનામાં એ આદત હમેશાં કાયમ રહે છે. વળી તેમને માંસ–ગોસ્ત ખાવાની પણ છુટ છે એટલે લોહીના દેખાવો જે ધર્મ અને સમાજના બચાવ માટે જરૂરના છે તે તેઓ હમેશાં જુએ છે અને ટેવાએલા રહે છે. આપણે આગળ જોઈ ગયા છીએ કે પો· તાના, પોતાના ધર્મના અને પોતાની હુકમતના બચાવ માટે ખુના મરકી કોઇને કોઇ દિવસ તો કરવાનીજ છે. તો પછી તેની પ્રેકટીસ હમેશાં ચાલુ રાખવામાં આવે તોજ ટેવાએલા રહેવાય. જ્યારે પોતાના બચાવ વખતે પ્રાણીઓના જીવ લેવામાં કાંઇ ગુન્હો મનાતો નથી તો પછી તેની પ્રેકટીસ જારી રાખવા માટે જે જીવ લેવામાં આવે તેમાં શી રીતે ગુન્હો મનાય! આવાજ ખ્યાલથી ક્ષત્રીઓ, રજપૂતો, મરાઠા, ડાકરડા વિગેરે હીંદુસ્તાનની વસતીનો ઘણો મોટો ભાગ શીકાર કરવા માં અને માંસ ખાવામાં કાંઇ બાધ ગણતો નથી. એમ જણાય છે ખુના મરકીની આદત ન્હાનપણથી પડવી જોઇએ અને તે હમેશાં જારી રહેવી જોઇએ. જો તે જારી નહી રહેતાં છુટી જાય તો ગમે તો તે માણસ હમેશાં ગોશ્ત ખાનારો હોય છતાં પણ તે ખુનનો દેખાવ જોઇ શકતો નથી બલકે બેહોશ થઇ પડી જાય છે. આટલા માટેજ મુસલમાનોમાં હમેશાં વધ–કુરબાની કરવાની પ્રેકટીસ ચાલુ રાખવાનું ધોરણ હોવું જોઇએ એ હીંદુ ગ્રહસ્થોએ સમજવું જોઇએ અને તેથી તેમને કુરબાની કરતા કદી અટકાવવા આગળ પડવું જોઇએ નહિ, કારણકે મુસલમાનો માને છે કે કુરબાની એ સવાબનું કામ છે અને તેમાં અનેક ફાયદા છે; વળી એ કામ તેઓ પોતાના ધર્મ ફર- માન પ્રમાણે કરે છે તેથી તેમને તેમ કરતાં રોકવા એ બીજાના ધર્મનાં

કામમાં જબરદસ્તી હાથ નાખવા જેવું છે અને તે આવા કેળવણી અને ઇન્સાફના જમાનામાં પોસાય નહી. મુસલમાનો બકરા ઇદ પ્રસંગે આ કુરબાનીનું કામ પોતાની પ્રેકટીસ જારી રાખવા માટે ત્રણ દિવસ પોતાના હાથે પોતાનાં બાલબચ્ચાંઓની આંખ આગળ કરે છે અને આ પ્રેકટીસના ત્રણ દિવસોને ભારે ખુશાલીથી ઉજવે છે કારણકે આ પ્રેકટીસ ઉપરજ તેમની ફતેહનો આધાર હોવાનું તેઓ માને છે.જ્યારે આ પ્રેકટીસ સારી ખુશાલી અને ખંત જોશથી અદા કરવામાં આવે છે ત્યારે પોતાની ફતેહનો નવ્વાણું ટકા ભરોસો થઇ જાય છે. આથી જ ઘણા ખંતીલા લોકો દરેક કામમાં ફતેહ મેળવવાને હમેશાં પ્રેક-ટીસ કર્યા કરે છે. હથીયાર પકડવા માટે પણ જ્યારે પ્રેકટીસની જરૂર છે તો પછી બીજાને મારવાના જે કામ માટે હથીયાર રાખવામાં આવે છે તેને માટે પ્રેકટીસની જરૂર કેમ ન હોય એનો વિચાર કરવો જોઇએ. આવો મામલો હોવાથી મુસલમાનો જે ઉપર પોતાની ફતેહનો આધાર રહેલો છે તેવી રૂઢીની પ્રેકટીસનો (બકરા ઇદનો) વખત ખુશાલીથી ઉજવે એમાં કાંઇ તેઓ વધારે પડતું કરે છે એમ મનાય નહી. "આગ લાગે ત્યારે કાંઈ કુવો ખોદવા" જવાય નહી તેમજ "વખત આવશે ત્યારે જોઇશું" એમ પણ કહી શકાય નહી કારણકે તેથી કામ ચાલી શકતું નથી. "પહેલો મારે તે કદી ન હારે" એ કહેવત પાર પાડવા જીવ મારવાની પ્રેકટીસ ઘણી જરૂરી થઈ પડે છે જે કોમ મારવા મરવાની બાબતમાં પાછળ પડતી છે તેણે હુકમતનો ખ્યાલ રાખવો એજ વધારે પડતું છે. જો હીંદુ ગ્રહસ્થો એમ દલીલ કરતા હોય કે અમને હથીયાર વાપરવાની છુટ આપો અમે અમારા દેશના ભલા માટે ખુનામરકીના કામો કરવા તૈયાર છીએ તો પછી

એમજ કહેવાશે કે હાલમાં તેઓ જે " જીવ દયા " નો દેખાવ કરે છે તે કરવા જેવો નથી. સ્વરાજ્ય મળવાથી કોઇપણ નારાજ થાય નહી. ભલે સરકાર તે આપે, ભલે તેના ધોરણની તૈયારી થાય પણ પહેલાં તેને ટકાવી રાખવા જેટલી હામ પોતાનામાં છે કે નહી તેનો સંપૂર્ણ વિચાર કરી લેવો જોઇએ. ત્યાં " જીવ દયા " નું લાકડું આગળ લાવશો તો વાંધો પડવા જેવું થશે એ તમે પોતાની આંખે જોશો. સ્વરાજ્યની હુકમતને મજબૂત કરવા તથા તેને તેવીજ સ્થીતીમાં ટકાવી રાખવા જે ખુનામરકીનાં કામો જરૂરનાં છે તે કરવા જો હીંદુ ગ્રહસ્થો તૈયાર હોય તો તેમણે ઉઘાડે છોગે હમણાથી જણાવી દેવું જોઇએ કે સ્વરાજ્યની ખાતર તેઓ " જીવ દયા " ના નિયમને લાત મારવા તૈયાર છે. જો તેઓ ખરા અંતઃકરણથી આવી ખાતરી આપશે તોજ સ્વરાજ્યનું કામ આગળ ચાલતું થશે. હાલમાં સ્વરાજ્ય મેળવવા માટે જીવતોડ મહેનત કરવામાં આવે અને મળ્યા પછી તેઓ મરઘી નહી મારવા અને બકરૂં નહી મારવાની બાબતો આગળ લાવશે તો તેમના મગજની તૂલના થયા વિના રહેશે નહી. ઈ. સ. ૧૯૧૮ ની સાલની જીવદયાની કોન્ફરન્સની મુંબાઇ ખાતેની બેઠક વખતે મીસીસ એનીબિસેન્ટ તથા મી. હોર્નીમેન જેવા સ્વરાજ્યના હિમાયતી તેના પ્રમુખ તથા ઉપપ્રમુખ જેવા હોદા ઉપર નીમાયા હતા, એટલે સ્વભાવિક રીતે એમ માનવાને કારણ મળે છે કે જીવદયાના અને સ્વરાજ્યના આગેવાનો એકજ છે. આવું થવામાં કોઇ જાતનો વાંધો તો નથી પણ જીવદયાના અને સ્વરાજ્યના નેતાઓને જીવ મારવાની બાબતમાં બનતું આવશે કે કેમ તેનો નિર્ણય હમણાથી કરી લેવામાં ડહાપણ સમાએલું છે. દેશને સ્વરાજ્યની હકુમત માટે તો બધાએ રાજી થવું જોઈએ પણ તે મળ્યા

પછી પાછળથી માહે માંહે ફાટફુટ ન થાય તો તેનો પણ વિચાર કરી લેવો જોઈએ.

જો સ્વરાજ્ય મેળવવાની આતુરતા રાખતાં હો તો જીવદયાનો સિદ્ધાંત બાજુ ઉપર મૂકી બીજાઓના જીવ લેવા અને પોતાના જીવ આપવાની હામ પેદા કરો અને હમણાથી લશકરી તાલીમ લઇ જીવ મારવા માટેની તૈયારી કરી આગળ ઉપર હુકમત ટકાવી શકો એવા હીંમતવાન થાઓ. હાલમાં તેમ કરવા સરકાર તરફથી તમારે માટે લશકરના બારણા ખુલ્લા મૂકવામાં આવ્યાં છે અને તમને એ વિશેની સગવડ કરી અપવાનાં સાધનો તૈયાર કર્યા છે માટે પ્રથમ તાલીમ લો અને કઠણ હૈયાના થાઓ કે આગળ ઉપર તમને તમારું સાચવી રાખવા કાંઇ અડચણ આવે નહી. સ્વરાજ્ય મળ્યા પછી પણ તમારે આવી તાલીમ લઈ કઠણ તો થવુંજ પડશે, તેથી હમણાથીજ તૈયાર થાઓતો તે તમારે માટે વધારે સારૂં છે. પ્રથમ હીંદુ આગેવાન ગૃહસ્થોએ તાલીમ લેવા તૈયાર થવું જોઇએ અને પોતે દાખલો બેસાડી બીજાઓને તૈયાર થવા સાધનો કરી આપવાં જોઇએ કે સ્વરાજ્યનો પાયો મજબુત થાય. સ્વરાજ્ય માટે તૈયાર થવાની આ એક ઉમદા તક છે. માટે હમણાથી તેવી તાલીમની પ્રેકટીસ માટે બહાર પડવું જોઇએ. આથી હું કંઇ હિંદુ ગૃહસ્થો માટે જીવ હીંસાની હિમાયત કરતો નથી જીવ દયા માટે તૈયાર થવું કે જીવ હિંસા માટે તૈયાર થવું એ કામ તેમનું પોતાનું છે, હું તો સ્વરાજ્યના ધોરણમાં જે જીવ હીંસાનો સંભવ હીંદુ સમાજ માટે આગળ ઉપર આવવાનો છે તે ઉપર તેમનું લક્ષ દોરૂં છું કે તેમને માટે કાંઇ ગુંચવણ ઉભી ન થાય, જે કાંઇ કરવું તે માર્ગ રાખીને કરવું જોઇએ કે કાંઇ ગુંચવણ આવે નહી. જો

હીંદુ ગૃહસ્થો યોગ તરફ જવા માગતા હોય અને ભકત થઇ સાધુ પણુંજ અખત્યાર કરવા માગતા હોય, તેમના શાસ્ત્ર પ્રમાણે સંસારથી વિરક્ત થઇ બાલબચ્ચાં અને સગા વહાલાંઓને પડતાં મૂકી જંગલમાં એક સન્યાસીની જીંદગી ગુજારવા માગતા હોય, તો જીવદયાનો ધર્મ તેમને માટે સારો છે, પણ જો સ્વરાજ્યને અંગે દુનિયાની હુકમત મેળવવા માગતા હોય તો તેમણે જીવહીંસા એ પણ પોતાના કર્તવ્યનો એક ભાગ છે એમ ગણીને ચાલવું પડશે, કેમકે તે વગર તેમને ચાલવાનું નથી એમ આગળ ખુલાસો કરવામાં આવ્યો છે તેથી જણાઇ આવે છે. સ્વરાજ્યને અને જીવદયાને બનવાનું નથી માટે હમણાથી જે તે એક નક્કી કરી લેવું જોઈએ. બન્નેને વળગવા જતાં આગળ ઉપર ભારે ગુંચવાડો ઉભો થાય એવો ભય રહે છે. હીંદુ સમાજ જીવદયાની બાબતમાં કેટલી બધી પાછળ પડતી છે તે હવે પછી બીજી વખત દાખલા દલીલોથી આપણે બતાવીશું. આ તો માત્ર સ્વરાજ્યનોજ પોઇન્ટ છે, પણ તેવા તો પચીસથી ત્રીસ પોઇન્ટથી આપણે જીવ દયા ઉપર વિવેચન કરવાનું છે. એટલે લગભગ આનાથી વીસ ગણા જેટલું લંબાણ લખાણ હશે. જો જીવ દયાજ અખત્યાર કરવી હોય તો ખરા સાધુ થઇ જંગલ સેવો અને જો સ્વરાજ્ય મેળવી દુનિયાની હુકમતજ કરવી હોય તો પછી જીવદયાનું કામ મૂકી દઈ લોકોનાં ગળાં રહેંસવાના કામમાં પ્રવીણતા મેળવો. છેલ્લા હુલ્લડ વખતની મારફાડ અને ખુનામરકીઓ સ્વરાજ્ય મેળવવાના ખ્યાલનુંજ પરિણામ માનીને ચાલવાનું છે. સ્વરાજ્યને અંગે એવા તો ઘણાએ મામલા ઉભા થાય તો તે વખત જીવદયાનો સિદ્ધાંત કામ આવે નહી. અમદાવાદમાં, પોલીસ સારજન્ટ મી૦ ફ્રેઝરનું તથા પોલીસ સીપાઇ ઇમામખાનું ખુન તથા વીરમગામમાં માધવલાલ, અવલ કાર-

કુનનું ખુન તથા પંજાબમાં તથા બીજે ઠેકાણે અનેક ખુનો થયાં તે સ્વરાજ્ય માટે પ્રગટી નીકળેલી લાગણીનુંજ પરિણામ હોય તો ઉપર થીજ ખ્યાલ કરી લેવાનો છે કે સ્વરાજ્યના મામલામાં જીવદયા કેટલે દરજ્જે નભી શકે છે. મારી તો નમ્ર સુચના એજ છે કે પોતાનું જે તે એક ધોરણ નક્કી કરવું. જો આનો નિર્ણય જલદી થશે તો આગળ ઉપર જરા પણ ગુંચવણ આવવાનો સંભવ રહેશે નહી. અને મુસલમાનો ઉપર હીંદુઓ કુરબાની માટે જીવ હીંસાનો જે આરોપ મૂકે છે અને તેમની સાથે નકામા લડી મરે છે તેવો વખત આવશે નહી અને ઝગડો મટી જવાથી બંને કોમો વચ્ચે સારી લાગણી પેદા થશે. જીવહીંસાનું કામ હીંદુઓએ સ્વરાજ્યને અંગે આગળ ઉપર કરવાનુંજ છે, એ કામ મુસલમાનો પોતાના ધર્મના ફરમાન પ્રમાણે કરી રહ્યા છે તેમાં તેમને આડે આપવાની જરૂર રહેશે નહી એમ જો તેઓ વિચાર કરશે તો તેમને તુરત જણાઇ આવશે. હીંદુઓ વગર સમજે મુસલમાનો સાથે કંકાસમાં ઉતરે છે અને તેથીજ બંનેને હેરાનગતીમાં ઉતરવું પડે છે, જો તેઓ દેશનું ભલું ચાહી આગળ વધવા માગતા હોય તો તેમણે ઉંડો વિચાર કરી મુસલમાનો સાથે કુરબાનીની બાબતમાં લડવાનો ખ્યાલ કહાડી નાખવો જોઇએ. સાધુ અને સંસારીમાં ફેર છે તેમ તેના કામોમાં પણ ફેર છે. બધાજ સંસારી લોકો સાધુ થઇ જાય તો પછી દુનિયાના સ્વરાજ્યની જરૂર રહેતી નથી. ત્યારે તો મનનુંજ સ્વરાજ્ય બસ છે. પણ આજે દુનિયાના સ્વરાજ્ય માટે જે લાગણી પ્રગટ થઇ છે તે ધ્યાનમાં લઇને હીંદુ સમાજે ચાલવાનું છે. નકામી વાતોમાં પૈસા ખરચવા અને મગજ ખાલી કરવાં તેના કરતાં તો મુસલમાનો સાથે શુદ્ધ વહેવાર રાખવો એજ દેશને માટે સારૂં છે એમ જો તેઓ વિચાર કરશે તો જણાઈ આવશે.

સમાજના આગેવાનોએ આ વાત લોકોને સમજાવવી જોઇએ. અને તેમને ખાત્રી કરી આપવી જોઇએ, કે હીંદુઓ અને મુસલમાનો બધા ઘણે ભાગે સંસારી છે. સાધુઓ ભલે જીવદયાનું પાલન કર્યા કરે. પણ સંસારીને માટે તો તેનો પોતાનોજ માર્ગ નિર્માણ થએલો છે માટે તેણે તે પ્રમાણે ચાલવામાંજ તેને લાભ છે. હીંદુ સમાજનો સંસારી વર્ગ રાત દિવસ કેટલી બધી જીવ હીંસા કરે છે તે જો આપણે જોવા બેશીએ તો પાર પણ ન આવે. ખેર! તેની વાત તે જાણે! છેવટમાં જે કહેવાનું છે તે એજ છે કે જ્યાં સુધી હીંદુ ગૃહસ્થો કુરબાનીનો સવાલ પડતો મુકી મુસલમાનો સાથે નકામા કજીઆ કરતા અટકશે નહી ત્યાં સુધી તેઓ સ્વરાજને લાયક થશે નહિ. સ્વરાજ્યને અંગે મુસલમાનો સાથે એકસંપીની જરૂર છે, એવું જો તેમને જણાય તો તેમણે તે પ્રમાણે અમલ કરવા તૈયાર થઇ જવું જોઇએ. મી૦ તીલક મી૦ મદનમોહન માલવીઆ, મી૦ ગાંધી તથા બીજા આગેવાનો મુસલમાનો એકસંપીની ઘણી જરૂર બતાવે છે, પણ તેઓ હીંદુ હોવાથી હીંદુ સમાજની લાગણીના ખ્યાલને લીધે કદાચ કુરબાનીના સવાલને હીંદુઓએ પડતો મૂકવાની જાહેર ભલામણ કરી શકતા નહી હોય પણ તેમણે જાણવું જોઇએ કે ખાસ મુદ્દાનો સવાલ આજ છે. માટે તે વિશે લોકોને સમજ પાડી મુસલમાનો પોતાના ધર્મ પ્રમાણે જે કામ કરતા હોય તેને આડે નહીં આવતાં સમાજને એવી ચીજની જરૂર છે એવું સાબીત કરી આપી બંને કોમો વચ્ચે ઇખલાસ અને ભાઇચારાની લાગણી પેદા કરાવવા કોશીશ કરવી જોઇએ, કે આગળ ઉપર બખેડાઓ નહી થતાં દેશમાં શાંતી જળવાઇ રહે અને સરકારને પણ નકામાં તકલીફમાં ઉતરવાનો વખત આવે નહી.

---